શ્રી સરસ્વતિ વિજય સંગીત સમાજ.

# તોફાની તલવાર

યાને

## (સત્યનો સાથી.)

નામક નાટ્ય પ્રયોગની રૂપરેખા અને ગાયનો.

—પ્રયોજક—

રા. 'મનસ્વી' પ્રાતીજવાલા

(મહારાષ્ટ્રનો મહારથીના કર્તા)

—પ્રકાશક—

ઓધવજી જેરામ પંડિત.

શ્રી સ. વિ. સં. સમાજ વતી

કિંમત રૂા. ૦—૩—૦.

શ્રી સરસ્વતિ વિજય સંગીત સમાજ.

# તોફાની તલવાર

યાને

## (સત્યનો સાથી.)

નામક નાટ્ય પ્રયોગની રૂપરેખા અને ગાયનો.

—પ્રયોજક—

રા "મનસ્વી" પ્રાતીજવાલા

તે

જોષી ચીમનલાલ ભીખાભાઇ.

(મહારાષ્ટ્રનો મહારથીના કર્તા.)

सत्यमेव जयते नानृतं ॥

Truth is one the best I call
Which makes us happy all

સત્ય પરાયણ મનુષ્યને સંસારમા શાશ્વત સુખ છે

—પ્રકાશક—

ઓધવજી જેરામ પંડિત.

શ્રી સ. વિ. સ. સમાજ વતી

પ્રત ૧૦૦૦. સને ૧૯૨૫. આવૃતિ ૧લી

કિંમત રૂ. ૦—૩—૦.



# માતૃવંદના.



શુદ્ધા બ્રહ્મ વિચાર સાર પરમા
આદ્યા જગદ્ વ્યાપિની
વીણા પુસ્તક ધારણીમભયદા
જાડ્યાન્ધકારાપહામ્
હસ્તે સ્ફાટિક માલિકા વિદ્ધતીમ્
પદ્માસને સ સ્થિતા
વન્દે તા પરમેશ્વરી ભગવતી
બુદ્ધિ પ્રદા શારદામ્ ૧૦



# --પ્રયોજકની પ્રસ્તાવના.--

સુજ્ઞ મહાશયો !

The belongs of of the mind are not of clay essentially immortal they create and multiply in us a brighter ray

અર્થાત—હૃદયની ભાવનાઓ કંઈ માટીની નથી તેઓ આપણા જીવનમાં નિરંતર અમર અને તેજસ્વી પ્રેમ તત્વને જન્મ આપે છે તદાનુસાર આ નાટય પ્રયોગ આપ સમક્ષ રજુ કરતા પહેલા

गुरु ब्रह्मा गुरु विष्णु गुरुर्देवो महेश्वरः ।
गुरुरेव परंब्रह्म तस्मै श्री गुरवेनमः ॥

એ પદનો ઉચ્ચાર કરી મારા પરમ પુજ્ય ગુરૂવર્ય પંડિત નરહરિ બી. શર્મા (પરિમલ) ના પદાર્વિન્દમા મસ્તક નમાવી તેમની આપેલી સદ્વિદ્યાના પ્રતાપે આપ સમક્ષ જે મારી કલ્પના શકિતનો સાક્ષાત્કાર કરાવવા શકિતમાન થયો છુ તે બદલ પ્રથમ તેમનો ઉપકાર માનુ છુ

આજથી ત્રણ માસ પૂર્વે હુ શ્રી સરસ્વતિ વિજય સગીત સમાજમા મારા મિત્ર રા વિઠ્ઠલદાસ દામોદરદાસ ગણાત્રા સાથે ગયો અને ત્યાના સાહસિક સ્નેહી કાર્યવાહકો સાથે મારો પરિચય થયો અને શ્રી સરસ્વતિ દેવીની કૃપા કટાક્ષથી આજનો શુભ દિવસ પ્રાપ્ત થયો તેનુ સર્વ માન રા વિઠ્ઠલદાસને તથા તે સમાજના મારા સ્નેહી કાર્યવાહકો રા ઓધવજી જેરામ પંડિત, રા દુર્લભજી ગાડાભાઇ દેસાઇ, રા અંબાશંકર મોરારજી બલભદ્ર, રા નાનાલાલ જોષી (મ્યુઝીકલ ડાયરેકટર) અને હંસરાજ જેરામ માણેકને ઘટે છે તેમનો મારા

તરફનો અગાધ સ્નેહ અને નાટયને સ્ટેજ કરવાના ઉત્સાહ બદલ તેમનો હુ સદાનો રૂણીનો છુ

સમાજમા જે સ્નેહ અને સપની ખાસ આવશ્યકતા છે તેનો મને આ સમાજમા સાક્ષાત્કાર થયો અને તેથીજ આ શુભ અવસર પ્રાપ્ત થયો છે

આ માગલિક પ્રસગે મારૂ હૃદય હર્ષથી ઉભરાઇ જાય તેમા શુ આશ્ચર્ય ! જો આ મારો અલ્પ પ્રયાસ પ્રેક્ષકોના આનન્દને પાત્ર થશે તો હુ મારો શ્રમ સફલ થયો સમજીશ અને આજ રીતે શ્રી સરસ્વતિ દેવીની સેવા કરી કૃતાર્થ થઇશ

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે તે સુત્રાનુસાર આ નાટય પ્રયોગમા અનેક સ્ખલન હશે અને આપને દ્રગ ગોચર થાય તો હુ સવૃતિથી નીરક્ષીર ન્યાયે આ નાટયનુ અવલોકન કરી મને ક્ષમા અપશો

હુ કવિ કે લેખક હોવાનો દાવો કરતો નથી હુ તો માત્ર શ્રી સરસ્વતિ દેવીનો રક સેવક છુ મે મારૂ જીવન શ્રી સરસ્વતિ દેવીની સેવામા સમર્પણ કરેલુ છે તદાનુસાર હુ મારાથી બનતી સેવા કરી તેના અગાધ રૂણમાથી કિચિત મુકત થાવ છુ

વિશેષ નાટય પ્રયોગ સ્ટેજ કરનાર મારા મિત્ર રા બાબુલાલ એન દેસાઇ તરજો આપનાર મ્યુઝીકલ ડાયરેકટર નાનાલાલ ગોવિદ-રામ જોષી કામીક લખવામા મદદ કરનાર રા અબારાકર મોરારજી જલભદનો ઉપકાર માની વિરમુ છુ અને આશા રાખુ છુ કે

**પુન પુન કઇ નવીન કૃતિયે આવજો અવલોકવા**
**જો દોષ દ્રષ્ટિયે પડે તો આપજો મુજને ક્ષમા અસ્તુ**

"મનસ્વી" મનોવિહારવાટિકા
કરાચી
તા ૩૦-૧-૨૫ વારશુક્ર

લી૦ સરસ્વતિ માતાનો દીનકિકર
**જોષી ચીમનલાલ ભીખાલાલ**
**"મનસ્વી" પ્રાતીજવાળા**

# અર્પણ પત્રિકા.

રા. રા. શ્રીમાન માન્યવર સાહિત્ય પ્રેમી સદ્‌ગુણા
લંકૃત શેઠશ્રી નકુભાઇ કાલુભાઇ શાહ
માલેકશ્રી આર્ય નૈતિક નાટચ સમાજ
બાલીવાલા ગ્રાંડ થીયેટર
મુંબઈ

વિ આપની મારા તરફની મમતા અને દયાળુ વૃત્તિથી દબાઇ આપના ઉત્તેજનથી હુ નાટય લેખનમા બહાર પડયો એ આપના અગાધ રૂણથી કિંચિત મુકત થવાની અભિલાષાથી આકર્ષાઇ આ નાટય આપશ્રીને સાદર સમર્પણ કરૂં છુ તે સ્વીકારી કૃતાર્થ કરશોજી. અસ્તુ

લી० કૃપાકાક્ષી
"મનસ્વી" પ્રાંતીજવાલા
તે
જોષી ચીમનલાલ ભીખાભાઇ.

# મંત્રીના મનોદ્ગાર.

## પ્રિય પ્રેક્ષક વર્ગ,–

સમાજ (કલબ) એટલે સ્નેહીઓનુ મ ડળ કે જે મ ડળ સાહિ ત્ય સ ગીત અને નાટય કળાને ઉત્તેજન આપે છે એવા એક પ્રયાસના ફળરૂપ અમારી શ્રી સરસ્વતિ વિજય સ ગીત સમાજ કરાચીની કદરદાન પ્રેક્ષક સમક્ષ પોતાના ઉદ્દેશ રૂપ " તોફાની તલવાર યાને સત્યનો સાથી " નામે નાટય પ્રયોગ શ્રી સરસ્વતિ દેવીની કૃપા વડે ભજવી બતાવે છે.

બબે વર્ષથી અનેક અડચણો અને વિકટ સંયોગોમાથી પસાર થઇ સમાજ આજે આ કાર્ય કરવા શકિતમાન થઇ છે તેનુ માન અમારી સમાજના સ્નેહી સભ્યો ગ. રા. જગજીવનદાસ પોપટલાલ ઓઝા, રા રા હ સરાજ જેરામ માણેક, ગ. અંબાશકર મોરારજી બલભદ્ર, અને રા ભીમશકર લક્ષ્મીરામ મહેતાને ઘટે છે જો સમાજ ખેલ ભજવે તોજ સારી સ્થિતિ પર આવી પોતાના ઉપર જણાવેલા ઉદ્દેશો પાર પાડી શકે પરતુ સમાજમા નાટય પ્રયોગ લખી નિસ્વાર્થ ભાવે કામ કરનારની ખોટ હોવાને લીધે આજકાલ ઉત્પન્ન થતી સમાજો પોતાનુ ગૌરવ વધારી શકતી નથી તેવી અડચણ પ્રથમ અમને પણ પડેલી પરતુ મારા મોટાભાઇ ગ અ બાશ કર મોરારજીએ અથાગ મહેનત લઇ નાટય લખવો શરૂ કર્યો અને સમાજે ચાલુ પણ કર્યો. પરતુ નાટય મ કલના વિશેષ પાત્રોમા હોવાથી અમને તે નાટય ચલાવતા પાત્રોના અભાવે બહુ મુશ્કેલી પડી તદુપરાત મારા મોટાભાઇ

કેટલાક વ્યવહારીક કાર્યોમા ગુથાવાથી તે નાટય સુધારી શકયા નહિ તે અરસામા મારા મિત્ર રા રા. વિઠલદાસ દામોદરદાસ ગણાત્રાની સાથે આ નાટય પ્રયોગના લેખક ગ. રા "મનસ્વી" પ્રાતીજવાલા અમારી સમાજમા આવતા થયા અને થોડા દિવસમા મારા સ્નેહથી આકર્ષાઇ તેમણે સમાજને અનુકુળ નાટય પ્રયોગ લખી આપવાનુ પોતાને માથે લીધું અને માત્ર બે માસના ટુકા સમયમા નાટય લખી અને ખુટતા પાત્રાનુ પોતાને શીર લઇ તે કાર્ય પૂર્ણ કર્યુ જેથી આ સમાજ પોતાનો અલ્પ પ્રયાસ આપ સમક્ષ રજુ કરે છે

તદુપરાત અમારી સમાજના પ્રેસીડટ ગ રા ચેલારામ આત્મારામ અને સમાજના માન્યવર મેનેજર રા રા દુર્લભજી ગાડાભાઇ દેશાઇનો હુ જીદગી પર્યંત ઉપકાર વિસરી શકુ તેમ નથી સમાજના સંચાલક તરીકે માર્ગ માર્ગમા આવતી અનેક અડચણોને દુર કરનાર જો કોઇ પણ મારા સાચા સાથી તરીકે હોય તો માત્ર મારા સુમિત્ર દુર્લભજી ગાડાભાઇ દેસાઇજ છે તેમનો મારા તરફનો વિશુદ્ધ પ્રેમ સમાજની ઉન્નતિ માટે તેમના ભગીરથ પ્રયત્ન કે જેના પરિણામે આ સમાજ આ સ્થિતિએ પહોચી છે. તદુપરાત આ નાટય પ્રયોગના લેખક મારા સન્મિત્ર રા. 'મનસ્વી" પ્રાતીજવાલા કે જેઓએ આ નાટય પ્રયોગ ટુક સમયમા લખી મારા કાર્યને રસ્તે ચઢાવ્યું છે અને મારા સ્નેહથી આકર્ષાઇ સેવ્યવૃત્તિથી આ સમાજમા કામ કર્યું છે તે બદલ તેમનો સ્નેહી તરીકે વિજય ઇચ્છુ છુ તદુપરાત ગ ગ નાનાલાલ ગોવિદરામ જોષી (નવસારી) મ્યુઝીકલ ડાયરેકટર તથા મા બાબુલાલ એન. દેસાઇ તથા મા. ગૌરીશકર તથા ભીમશકર લક્ષ્મીરામ મહેતા રા ત્રિપુરાશકર મગનલાલ દિવેદી, રા જેઠાલાલ ગોવિદજી ત્રિવેદી તથા જાની જુગતરામ તથા ફતેચદ, ઠાકોરદાસ, ગોધુમલ, અને અમૃતલાલ દવે, તથા સમાજના સર્વે સભ્યોનો તેમણે કરેલી

સમાજને તનમનધનની મદદ માટે ઉપકાર માનો ઇચ્છુ છુ કે શ્રી સરસ્વતિ દેવી તેમને પ્રત્યેક કાર્યમા વિજય આપે

વિશેષ મારા મિત્ર સુહૃદજી શ્રી ભાર્ગવ આ સમાજ સ્થાપીત થઇ ત્યારથી આજ પર્યંત જે અમુલ્ય સેવા કરી છે અને જે મદદ કરી છે તે માટે તમનો પણ ઉપકાર માનુ છુ

હુ સમાજની પાછળ ઘેલા થયેલો એક સરસ્વતિનો ઉપાસક છુ માત્ર જો આ પ્રયાસમા અમે પ્રેક્ષકોનો પ્રેમ મળવવાને પાત્ર થઇએ અને અમારી સમાજ દિનપ્રતિદિન આગળ વધી વારવાર આવા પ્રયોગો આપ સમક્ષ રજુ કરે એજ મારી અંતઃકરણની ગાઢ આકાંક્ષા અસ્તુ —

ઘટાઉ મકનજી માર્કીટ<br>
ન્યુહામગેડ<br>
કરાચી<br>
તા ૩૦–૧–૨૫ વારગુરૂ

લી૦ ભવદીય શુભેચ્છક<br>
**ઓધવજી જેરામ પંડિત**<br>
**મંત્રી શ્રી સ. વિ. સ. સમાજ**



# પૂર્વ વૃતાંત.

એક સમય એવો હતો કે નોતમનગરમા મહારાજા સજ્જનસિહની આણ વર્તતી હતી તેમના અમલમા નોતમનગરની પ્રજા સર્વ પ્રકારે સતુષ્ટ હતી ને સમયે પહાડસિહ અને જગતસિહ નામે બે રાજપુત ભાઇઓ મહારાજા સજ્જનસિહના દરબારમા સેના નાયક તરીકે કામ કરતા હતા મોટો ભાઇ પહાડસિહ અભિમાની અને મહત્વાકાક્ષાની મુર્તિ સમાન હતો અને જગતસિહ ન્યાયી દયાળુ અને વીર હતો પહાડસિહની મહત્વાકાક્ષાએ ધીમેધીમે મોટુ સ્વરૂપ ધારણ કર્યુ અને વિશ્વાસઘાતથી મહારાજા સજ્જનસિહનો ઘાત કર્યો અને બાળ યુવરાજ સુરેન્દ્રને મારાઓ સાથે મોકલી પોતે નોતમનગરનો મહારાજ થયો પરન્તુ જેને રામ રાખે તેને કોણ ચાખે એ સુત્રાનુસાર બાળ યુવરાજનો મારાઓના હસ્તમાથી યોગેન્દ્રના હસ્તે બચાવ થયો આ તરફ પહાડસિહનુ દુષ્ટ કર્મ કોઇના જાણવામા ન આવ્યુ પરતુ પિશાચિણી મહત્વકાક્ષા શુ નથી કરતી વખત જતા પહાડસિંહની જુલ્મી રાજ્યનીતિથી પ્રજા અસતુષ્ટ થવા લાગી તે ઉપરાત પહાડસિહની નિચતાનો સાક્ષાત્કાર કરાવનારો એક બનાવ બન્યો એક દિવસ પોતાના લઘુબંધુ જગતસિહની ગેરહાજરીમા તેની શીયળવતી ધર્મપત્ની પર કુદ્રષ્ટિ કરી બળાત્કાર કરવા તત્પર થયો પરંતુ પતિપરાયણ પ્રમદાએ પોતાના શીયળનુ રક્ષણ કરવા આપઘાત કર્યો જગતસિહને આ વાતની ખબર પડતા તેણે વેર લેવાનો નિશ્ચય કર્યો અને લુંટારા ચડમેનની મદદ લઇ બહારવટે ચડવા મડ્યો.

મહારાજા સજ્જનસિહનુ ખુન થયાને આજે પદર વર્ષ જેટલો સમય થઇ ગયો છે અને જગતસિહ પોતાના નિવાસસ્થાનમા વેરની વસુલાત લેવા પ્રતિજ્ઞા કરતો નજરે પડે છે ત્યાથી આ નાટ્ય પ્રયોગ ચાલુ થાય છે.

# પાત્ર પરિચય.

## પુરૂષ પાત્ર.

સુરેન્દ્ર—મરહુમ મહારાજા સજ્જનસિંહનો કુમાર, ચંદ્રપ્રભાનો પ્રિયતમ (સત્યનીષ્ઠ સત્તાધીન)

જગતસિંહ—પહાડસિંહનો લઘુબંધુ લુટારો (તોફાની તલવાર)

પહાડસિંહ—નૌતમનગર નરેશ, ચંદ્રપ્રભાનો પિતા

દક્ષમૂર્તિ—નૌતમનગરનો પ્રધાન વૃદ્ધ પ્રધાનનો પુત્ર. (દુખીયાનો બેલી)

ચંડસેન—લુટારો પ્રથમ જગતસિંહનો મદદગાર પાછળથી પહાડસિંહનો સરદાર ચંદ્રપ્રભાના પ્રેમનો ઉમેદવાર (દેશદ્રોહી પાપાત્મા

યોગેન્દ્ર—એક મહાન વિભુતિ, સુરેન્દ્રનો પાલક પિતા

વિરેન્દ્ર—પહાડસિંહનો સરદાર

રૂડો—પહાડસિંહનો અંગરક્ષક સરદાર, રૂપાળીના પ્રેમનો ઉમેદવાર. (રમતારામ)

રઘો—એક અભણ ખવાસ રૂપાળીનો પતિ

## સ્ત્રી પાત્ર.

ચંદ્રપ્રભા—પહાડસિંહની પુત્રી સુરેન્દ્રની પ્રિયતમા (દયાની દેવી)

રૂપાળી—રઘાની ધણીયાણી રૂડાની પ્રિયતમા, ચંદ્રપ્રભાની સખી

તદુપરાંત દાસ, દાસી, લુટારા, સીપાઇ, ધૈર્ય, વિજય, સત્ય, બળ વિગેરે

સ્થળ—નૌતમનગર અને દિલ્હીનું પાદર

# તોફાની તલવાર યાને સત્યનો સાથી.

## નાટ્ય પ્રયોગનો ટુંકસાર.

આમુખ—અંતરીક્ષમા બળ પોતાની આત્મ પ્રશંસા કરતો નજરે પડે છે, ધૈર્ય તેને ઉપદેશ કરે છે, સત્ય ધૈર્યનો પક્ષ લે છે, પરંતુ બળ પોતાની શકિતની પ્રશસા કરતો કહે છે કે "અન્તિમે વિજય તો મારોજ થશે" તે સમયે બળના મદનું ખંડન કરવા વિજયદેવી પ્રગટ થઇ ધૈર્યને વિજયમાળ પહેરાવ છે આથી જેના હૃદયમા ક્રોધની ભીષણ છાયા છવાઇ છે તેવો બળ પોતાની શક્તિનો સાક્ષાત્કાર કરાવવા નૌતમનગર તરફ પ્રયાણ કરે છે. વિજયદેવી આવા ગોઝારીના પ્રસગે નૌતમનગરને બળના ત્રાસમાથી બચાવવા ધૈર્યને વિનવે છે, અને તદાનુસાર વિજય, ધૈર્ય, અને સત્ય નૌતમનગરમા અવતાર લેવા પ્રયાણ કરે છે, દિગપાલોનુ આગમન અને ધૈર્ય, સત્ય, વિજયનુ પ્રશસાત્મક ગાન

સીન ટ્રાન્સફર.

પ્રવેશ પહેલો—સ્થળ બહારવટીયાઓનુ નિવાસ્થાન-લુટારો જગતસિંહ વૈરની ધુનમા પોતાના વેરની વસુલાત લેવા પ્રતિજ્ઞા કરતો નજરે પડે છે. એટલામા તેનો સરદાર ચડસેન તેને એક ખુશ ખબર આપે છે કે ત્હારા વૈરી બંધુ પહાડસિંહની પુત્રી ચંદ્રપ્રભા પોતાના મોસાળથી પ્રધાન દક્ષમૂર્તિ સાથે આ રસ્તે થઇ રાજ્યધાની તરફ જાય છે ચડસેન તરફથી આ સમાચાર મળતા જગતસિંહ પોતાનું વેર લેવા તેમને કેદ કરવાની જાળ ગોઠવે છે અને ચંદ્રપ્રભા દક્ષમૂર્તિ સહ ત્યા આવે છે. જગતસિહ તેમને અટકાવે છે. દક્ષમૂર્તિ અડગ સ્વામિ ભક્તિ બતાવતો કેદ થાય છે

અને ચદ્રપ્રભા પોતાના કાકાને સમજાવતા તેના ક્રોધનો ભોગ થવાની તૈયારીપર નાટય નાયક સુરેન્દ્ર તે સ્થળે આવી પ્રહોચેછે સુરેન્દ્ર અને જગતસિંહ વચ્ચે યુદ્ધ, અને ચદ્રપ્રભા સુરેન્દ્ર કેદ

—ટેબ્લો—

પ્રવેશ બીજો—(કોમીક) રાજ્ય માર્ગ, યૌવનના પૂર બહારમા વિહાર કરતી ખવાસણ રૂપાળી પોતાના વૃધ્ધ પતિ પ્રત્યે અણગમો બતાવતી કોઇ નવા આશકની શોધમા નિકળેછે ત્યા પહાડસિંહના અગ રક્ષક સરદાર રૂડાનુ આગમન અને ઉભય આશક માશુક વચ્ચે સ્નેહબંધન, અચાનક રૂપાળીના પતિ રૂડાનુ આગમન અને આ પ્રેમ નાટયના ટેબ્લાને નિહાળી છછેડાવુ, એટલે રૂડ ને રસાએ આપેલી પુષ્પાજલી.

પ્રવેશ ત્રીજો—લુટારાઓનુ કારાગૃહ—

आर्तत्राणाय हिः शस्त्रम् नप्रहर्तुमनागसि ।

અર્થાત—તારૂ શસ્ત્ર દુખીના રક્ષણાર્થે છે નિર્દોષ ઉપર પ્રહાર કરવા માટે નથી.

દક્ષમુતિ વિશ્વના વિચિત્ર વ્યવહાર પ્રત્યે વિચાર કરતો શોક સાગર મા ડુબેછે પોતાના સહાયક સુરેન્દ્રને પોતાને માટે દુ:ખ નહિ ઉઠાવવાની વિનતિ કરેછે, સત્યનો સાથી સુરેન્દ્ર પોતાની અચળ ક્ષત્રિયવટનો સાક્ષાત્કાર કરાવેછે, ચડસેન કે જે ચદ્રપ્રભાના સૌન્દર્ય મા મુગ્ધ થયોછે તે ત્યા આવી ચદ્રપ્રભાના હસ્તની દક્ષમુર્તી પાસે માગણી કરેછે, દક્ષમુર્તી એ કાર્ય પોતાના અધિકારની બહાર હોવાનુ કહી તેનો ઇન્કાર કરેછે તેની લેશ પણ પરવા નહિ કરતા ચડસેન ચંદ્રપ્રભાને ઉદ્દેશી પોતાની પાપ વાછના પ્રગટ કરેછે, ચદ્રપ્રભા તેનો ઇન્કાર કરેછે, ચડસેનનુ ક્રોધે ભરાવુ, બળાત્કાર

૧૫૮૯



કરવા તૈયાર થવું, સુરેન્દ્રનું વચ્ચે પડવુ અને જગતસિંહનુ આગમન, અને ચંદ્રપ્રભાને પોતાના સરદારની ઇચ્છાને આધીન થવા આજ્ઞા કરવી, સુરેન્દ્રનુ વચ્ચે પડવું ચડસેન તેને મરણનો ભય બતાવછે સુરેન્દ્ર તેને ધીકકારે છે અને કહેછે કે—

વજ્રસમ છાતી આ મારી વિંધાશે ગોળીના ઝ્હારે
અગર ગરદન કપાશે જો કદી તલવારની ધારે
થતા મમ મ્હોત આ સમયે જવાશે મોક્ષને દ્વારે
ખરો હું "સત્યનો સાથી" ઉભોછું અનાથની વ્હારે

જગતસિંહ સુરેન્દ્રના આ વચનોથી ક્રોધે ભરાઇ તેને વધ કરવા તૈયાર થાય છે તે સમયે યોગેન્દ્રનુ પ્રાગટ્ય અને જગતસિંહને સદ્બોધ. જગતસિંહનું પરિવર્તન, ચડસેનનો ગભરાટ, સુરેન્દ્ર અને ચંદ્રપ્રભાનુ દ્રષ્ટિમિલન.

ટેબ્લો.

પ્રવેશ ચોથો—રૂપાળીનું ઘર—મહોબત મેળવતા મુસીબત ઉઠાવવી.
એ આશકોના પ્રેમ પુસ્તકનું પ્રથમ પાનું ભણનો રૂડો રૂપાળીના ઘરમાં પ્રવેશ કરી તેના સૌન્દર્યનું વર્ણન કરેછે રૂપાળી મોહમુગ્ધ થઇ રૂડાની પ્રપંચી પ્રેમ જાળમા ફસાયછે. પરસ્પર પ્રેમ વિનોદ અને રઘાનુ આગમન, રૂડાનો ગભરાટ, અને રૂપાળીના સ્ત્રી ચરિત્રે રઘા પર મેળવેલો વિજય

પ્રવેશ પાંચમો—સ્થળ શયન ભૂવન.

**विनाशकाले विपरित बुद्धि ।**

**જ્યારે મનુષ્યનો નાશ થવાનો હોય ત્યારે તેને વિપરિત બુદ્ધિ સુઝેછે**

પહાડસિંહ સ્વપ્ન સૃષ્ટિ અનુભવે છે, પોતાના હસ્તે થએલુ મહારાજા મનજનસિંહના ખુનનું દ્રશ્ય અને જગતસિંહને પ્રતિજ્ઞા કરતો જુએ છે ભ્રાન્તિમા પહાડસિંહ તલવાર લઇ ઉભો થાયછે. અને મારવા તત્પર થાયછે, દ્રશ્ય અદ્રશ્ય થાયછે અને મહારાજા સજ્જનસિંહનો પ્રેતાત્મા પોતાના પુત્ર સુરેન્દ્રને બનાવી, તેના હસ્તે તારૂં ખુન થશે એમ કહેછે. પહાડસિંહ પુન મારવા જાય છે, દ્રશ્ય અદ્રશ્ય થાયછે અને ભાગ્યદેવીના ભણકારે ગભરાઇ પહાડસિંહ ગભરાય છે સરદાર વિરેન્દ્ર તેને સ્વસ્થ કરે છે, પહાડસિંહના શોકોદ્દગાર અને વિરેન્દ્રને શત્રુને નાશ કરવાની આજ્ઞા, યોગેન્દ્રનુ આગમન, પહાડસિંહને સદ્દબોધ, પરંતુ પત્થરપર પાણી પહાસિંહ નુ યોગેન્દ્રને મારવા ધસવુ, યોગેન્દ્રની અજબ શકિતથી પહાડ-સિંહનુ મહાત્ થવુ.

પહાડસિંહનુ બળહરણ

પ્રવેશ છઠો—સ્થળ જંગલી માર્ગ.

दुर्जनस्यच सर्पस्य वरं सर्पो नदुर्जनः
सर्पो दशति कालेन दुर्जनस्तु पदे पदे ॥

અર્થાત—દુર્જનથી સર્પ સારો કેમકે સાપ તો અમુક વખ તજ ડસે છે ત્યારે દુર્જન પગલે પગલે બીજાનુ અહીત કરે છે

જગતસિંહના પરિવર્તનથી ચંડસેન જગતસિંહ પર વેર લેવાનો નિશ્ચય કરતો પ્રવેશ કરે છે જગતસિંહનો ભેટો અને ચંડસેનની હાર ચંડસેન પહાડસિંહના દરબારમા જાય છે.

પ્રવેશ સાતમો—સ્થળ રાજોદ્યાન

Love is a spiritual coupling of two souls

અર્થાત—સ્નેહ એ બે જીવાત્માઓનો આધ્યાત્મિક સંયોગ છે

त्वमे भार्या त्वंमे पतिरिति गान्धर्वः ।

અર્થાત—ગાંધર્વ લગ્નથી હિન્દુ શાસ્ત્રાનુસાર યુવક યુવતિ સ્વેચ્છાનુસાર લગ્ન કરી પતિ પત્નિ થઇ શકે છે

રાજકુમારી ચંદ્રપ્રભાનો સખીઓ સહ પ્રેમ વિનોદ યૌવનના આગમને વિહાર કરતી ચંદ્રપ્રભા પ્રત્યે સખીઓની મીઠી મજાક સુરેન્દ્રની શૌર્યતાએ ચંદ્રપ્રભાના હૃદય પર વિજય મેળવેલો હોવાથી સુરેન્દ્ર અને ચંદ્રપ્રભાનુ હૃદય લગ્ન. પહાડસિંહનુ આગમન અને સ્વપ્નના દૃશ્યમા સુરેન્દ્રને પોતાના શત્રુ તરીકે માનનાર પહાડસિંહ નુ પોતાની પુત્રીના આ વર્તનથી ક્રોધે ભરાવુ પુત્રીનો તિરસ્કાર અને તેને કારાગ્રહમા કેદ કરવાની વિરેન્દ્રને આજ્ઞા પહાડસિંહ સુરેન્દ્રને ભય બતાવે છે તેના પ્રત્યુત્તરમા સુરેન્દ્ર કહે છે કે—

" ધનવતને ભય ચોરનો ભોગી જનોને રોગનો
કુળવતને અપકિર્તીનો બળને રીપુ સયોગનો
તેમજ સ્ત્રીઓને ભય સદા સૌન્દર્યમા દેખાયછે
ભયથી ભરેલી સર્વ વસ્તુ જગતમા લેખાય છે
છે એક નિર્ભય સતજન જેને પ્રભુનુ ધ્યાન છે
ભયહીન બીજો શુદ્ધ જે ક્ષત્રિયનો સતાન છે "

સુરેન્દ્ર અને પહાડસિંહ વચ્ચે યુદ્ધ. સુરેન્દ્ર કેદ

ટેબલો.

## અંક પહેલો સમાપ્ત.

# -અંક બીજો.-

પ્રવેશ પહેલો—સ્થળ વિહાર મંડપ.

**नजाने संसारः किममृतमयः किंविषमयः**

**અર્થાત—ખબર નથી પડતી કે આ સંસાર અમૃતથી ભરેલોછે કે વિષથી (ભર્તૃહરિ)**

સુરેન્દ્ર ભાગ્યની ભય કરતાનો વિચાર કરતો નજરે પડેછે, ત્યા પ્રધાન દક્ષમુર્તી આવેછે, ન્યાય સભાએ કરેલો દેહાંત દંડનો હુકમ તેને સંભળાવેછે અને જે વસ્તુની ઇચ્છા હોય તે માગવાનુ જણાવેછે, સુરેન્દ્ર પોતાની પ્રિયતમા ચન્દ્રપ્રભાને મળવાની માગણી કરેછે દયાળુ દક્ષમુર્તી તેની ઇચ્છા પાર પાડવા ચંદ્રપ્રભાને તે સ્થળે લાવેછે, પ્રેમી યુગલનો શોક, અને દક્ષમુર્તીના હૃદયમાં દયાનો આવિર્ભાવ, સત્યનીષ્ઠ સત્તાધીશ દક્ષમુર્તી પોતાના મંત્રી પદને તિલાંજલી આપી ચાલ્યો જાયછે, પહાડસિંહનુ આગમન સુરેન્દ્રનો વધ કરવાનો જલ્લાદને હુકમ, જલ્લાદ મારવા ધસેછે, પરંતુ જગતસિંહના બાણથી ઘાયલ થઇ નિચે પડેછે, આથી બન્ને વચ્ચે યુધ્ધ, અને લુંટારાની મદદથી સુરેન્દ્રનો બચાવ,

—ડ્રોપ—

પ્રવેશ બીજો—સ્થળ રૂડાનુ ઘર

રૂપાળીને ચંદ્રપ્રભા અને સુરેન્દ્રની મુલાકાત કરાવવાની કારણભુત ગણીને રૂડાને પહાડસિંહ નોકરીમાથી કાઢી મુકેછે, રૂડો પશ્ચાત્તાપ કરતો પ્રવેશ કરેછે, તેની અધમયુક્તિ રૂપાળીને વારાંગના બનાવવાનું કહેછે, રૂપાળી ઇન્કાર કરેછે, પરંતુ તે સમયે રૂડાની ધમકીઓ

ઇમાઇ તેની ઇચ્છાને આધીન થાયછે રૂડો રૂપાળીને સંગીત શીખવેછે બાદ બન્ને દિલ્હી જવાનો નિશ્ચય

પ્રવેશ ત્રીજો—સ્થળ ભયંકર અગ્નિજ્વાળાઓથી ઘેરાયેલો કારાગૃહ ચંદ્રપ્રભાના શોકોદ્ગાર, સુરેન્દ્ર અને જગતસિંહનુ આગમન પરંતુ અગ્નિજ્વાળાની બાઇપરથી કેમ પસાર થવું એ વિચારમા સુરેન્દ્રની મુંઝવણ. જગતસિંહ મિત્ર ધર્મ બજાવવા પોતાના પ્રાણનુ બલિદાન આપવા તૈયાર થાયછે, સુરેન્દ્ર તેને અટકાવેછે, જગતસિંહની હઠ, યોગેન્દ્રનુ પ્રાગટ્ય અને ચંદ્રપ્રભા મુક્ત થાયછે. પહાડસિંહ આવી અટકાવેછે પરંતુ યોગેન્દ્રની અદ્ભુત શકિત સામે મહાત થાયછે, સુરેન્દ્ર અને જગત ચંદ્રપ્રભાને લઇ પસાર થાયછે,

—ટેબ્લો—

પ્રવેશ ચોથો—સ્થલ જંગલ. ચંડસેન કે જે જગતસિંહના પર વેર લેવાની ઇચ્છાથી પહાડસિંહનો નોકર થયો છે તે ગરીબ ખેડુતો પર જુલ્મ ગુજારી રહયો છે, ગરીબોનો આર્તનાદ, દયાની દેવી ચંદ્રપ્રભાનુ આગમન ચંડસેનને અટકાવવો ચંડસેનની ઉદ્ધતાઇ દક્ષમુર્તીનું આગમન અને બોધ જગતસિંહનો ક્રોધ દક્ષમુર્તિને મારવા ધસવુ પરંતુ સુરેન્દ્ર તથા જગતસિંહનુ આવી પહોંચવુ. ચંડસેનનું નાશી જવું યોગેન્દ્રનુ પ્રાગટ્ય અને સુરેન્દ્રનો જીવન ભેદ ખોલવો ત્રણુ જણનો પહાડસિંહને મહાત કરવાનો નિશ્ચય

પ્રવેશ પાંચમો—રાજ્ય દરબાર–ગાનતાન પછી પહાડસિંહને એક પહેરગીર ખબર આપે છે કે બહાર કોઇ અનુચર આવેલ છે. દરબારમાં આવવાની રજા માગે છે પહાડસિંહ તેને દરબારમા આવવાની રજા આપે છે અનુચર જગતસિંહનો પત્ર પહાડસિંહને આપે છે પત્રવાચી પહાડસિંહ ક્રોધે ભરાય છે અનુચરને મારવા

તૈયાર થાય છે પરંતુ અનુચરના વેષમાં દક્ષમુર્તિને જોઇ અચકાય છે ચડસેન દક્ષમુર્તિ અને પહાડસિંહ વચ્ચે ચકમક ઝરે છે પહાડસિંહ ક્રોધે ભરાય છે દક્ષમુર્તિને મારવાનો હુકમ પ્રજાનો ગભરાટ અને પહાડસિંહની ક્રુરતા.

**પ્રવેશ છઠો**—સ્થળ—દિલ્હીના પાદરમાં રૂપાળી તથા રૂડા વચ્ચ ધમાધમી રૂડાનું પાણી લેવા જવું રહ્યો રૂપાળીની શોધ કરવા જાત્રાને બહાને નિકળ્યો છે તેનું આ સ્થળે આવવું રૂપાળીના નામની ઝખના રૂપાળીનો પશ્ચાતાપ, રત્ના પાસે માફી માગવી પતિ પત્નિનું એક હૃદય થવું. રૂપાળીની પોતાના વૃદ્ધ પતિની સેવા કરવા પ્રતિજ્ઞા કરવી, રૂડાની ત્રિશંકુના જેવી ગતિ રોટલા મેળવવા સાધુ થવાનો નિશ્ચય

**પ્રવેશ સાતમો—લુટારાની છાવણી**—સુરેન્દ્ર અને જગતસિંહ પત્રને લઇ દરબારમા ગયેલા દક્ષમુર્તીની રાહ જોઇ રહયા છે દક્ષમુર્તી આવે છે અને પહાડસિંહની ક્રુરતાનો સાક્ષાત્કાર કરાવે છે પહાડસિંહની આજ્ઞાનુસાર સરદાર વિરેન્દ્ર સાથે ચડસેનનું આગમન, નોકાની તલવારનું તોફાન સુરેન્દ્ર અને ચડસેન વચ્ચે યુધ્ધ, ચંડસેનની હાર અને તેજ સમયે દગાથી પહાડસિંહ સુરેન્દ્ર જગતને કેદ કરે છે દક્ષમુર્તી નાશી જાય છે પલટી ગયેલી બાજી

ટેબલો

## અંક બીજો સમાપ્ત.

# અંક ત્રીજો.

પ્રવેશ ૧લો—કત્લખાનુ સુરેન્દ્રને જગતસિહ કત્લખાનામા દેખાય છે પહાડસિહનુ આગમન સુરેન્દ્ર અને જગતસિહનો વધ કરવાની જલ્લાદોને આજ્ઞા. ચદ્રપ્રભાનું આગમન અને પિતાને સદબોધ પહાડસિહની ક્રુરતા, ચદ્રપ્રભા, સુરેન્દ્ર અને જગતસિહનો વધ કરવાની આજ્ઞા. દક્ષમુર્તિનુ લુટારા સહ આગમન સુરેન્દ્ર બેડી તોડે છે પહાડસિહને નીચે પછાડી તેની છાતી ચીરે છે પીતાની પતિજ્ઞા પુર્ણ, યોગેન્દ્રનો આશીર્વાદ ચદ્રપ્રભા મુર્છા ખાય છે. વિરેન્દ્રનુ નામવું ચડસેન કેદ

ટેબલો

પ્રવેશ બીજો—જગલ રૂડાનુ સાધુ સ્વરૂપમા આનદ માનતા આવવુ વિરેન્દ્રનુ નાસતા નાસતા આવવું, એસેકુ મીલા તેસા એ સુત્રનો સાક્ષાતકાર સુરેન્દ્રના સહાયકોનુ આગમન અને તેમને કેદ કરવા.

પ્રવેશ ત્રીજો—રાજ્ય મહાલય સુરેન્દ્ર ચદ્રપ્રભાનો પ્રેમવિનોદ

પ્રવેશ ચોથો—રાજ્ય દરબાર. ગુન્હેગારોનો ન્યાય ચડસેન વિરેન્દ્ર રૂડાને માફી સુરેન્દ્ર ચદ્રપ્રભાના લગ્ન જગતસિહને સેનાધિપતિપદ દક્ષમુર્તિને પ્રધાનપદ સુરેન્દ્રને રાજ્યાભિષેક સત્યનો જય. અસ્તુ.

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ





શ્રી સરસ્વતિ વિજય સંગીત સમાજ.

# તોફાની તલવાર

યાને

## (સત્યનો સાથી.)

### માતૃવંદના.

—૧—

સુત્રધાર—વન્દુ દેવી શીષ નામી પરમ પુનિત પદ નમામિ
દિવ્ય જનની શાંતિ દાયિ શ્રેષ્ઠ સકળ બ્રહ્મગામિ
ત્રિવિધ તાપ ટાળનારી વન્દુ૦
મધુર કંઠે ગાન કરતી હસ્તમા વીણા ધરી
મયુર વાહિની બ્રહ્મચારિણી પુર્ણ પ્રભુતાને વરી
સમર્પણ તવ ચરણમા કરી અલ્પ આ મારી કૃતિ
તોષ દ્રષ્ટિ રાખજે હે મહાદેવી સરસ્વતિ વન્દુ૦

—૨—

વિજય, દિગપાલો—આ સંસારે વિજય ધૈર્યનો થાયે
દુઃખ દુર જાયે! સુખ થાએ આ૦

સાખી.

સત્ય પરાયણ ધૈર્યનો થાશે જયજયકાર
सत्यमेव जयति સદા શાસ્ત્ર તણો છે સાર
સમાન સુખ દુખને ગણી શાંતિ ધરી
ધીરજ થકી સંતોષથી આનંદથી
જન વિશ્વે વખણાયે આ૦

—૩—

ચંદ્રપ્રભા—મનહર નિર્જન આ ઉપવનમાં
દ્રશ્યો દિસે શા સૃષ્ટિ સોહંતા
કુદરતની કૃતિ ગતિ ના કળાય
વિલોકતા હૃદ આનંદ થાય, મન મલકાય
શાંતિ ભર્યા પ્રભુના કુમકુમીયા મનહર૦

—૪—

રૂપાળી—ગોર ગોર ગાલે લાલી યૌવનની બહાર ન્યારી
કેફ્શો નયને કારી, દુખદાયિ મદન જગ અંગ ભારી
દર્દી આ દિલ દુભાય ને અકળાય, મન મુંઝાય
હાય હાય કંઇક થાય જોબન જાય
વ્યગ્ર ચિત્ત વ્યાકુળ થાય .. ગોર૦

—૫—

રૂપાળી-રૂડો—છોડો છોડોને છેલા છબીલા લટકાળા લ્હેરીલાલા
વાહ વાહ વ્હાલી શાં વચનો તમારાં મધુર મરમાળા
પ્રિતી સુધાના પાન
માન મુકીને માન મધુરી . . .છોડો૦
ચેલી કરી ગુલતાન
કામણગારા કા'ન રૂડા .. . ..છોડો૦

—૬—

રૂડો રૂપાળી રંઘો—પરનારીનો પ્યાર
માર્ં જુતીથી માર
રૂડા સમજી જવામા સાર છે
એ છે મોટો સરદાર
જરા મનમા વિચાર
ઈ વસારવાની વાત સે
હનુમાન દાદા તારો છે આધાર
આપો અબડગને થાપ
બેટા અહીંથી વજો માપ હડ હડ હડ...પરનારી૦

—૭—

દક્ષમૂર્તિ—વિભુ આશી દશા દુખદાયિરે
સ્વામિ સુતાના રક્ષણ કાજે
સહાય કરો સુખ શાતારે .. વિભુ૦
દુખ વાદળના ગાઢ તિમિરમા
ભાન ભૂલ્યો ભટકાતા રે વિભુ૦

—૮—

યોગેન્દ્ર—લક્ષણ ક્ષત્રિયના વિસારે શું એ ક્ષત્રિય વીરા
લક્ષણ ક્ષત્રિયના વિસારે
ભૂલી નિજ કર્મ ધર્મ
ડુલી અનીતિ અધર્મ
નિર્દોષને શુ સતાવે એ ક્ષત્રીવીરા૦
રક્ષક થા રંક જનનો
ભક્ષક થા દુષ્ટ જનનો
સમજીને શાણા શુરવીરરે એ ક્ષત્રીવીરા૦

—૯—

રૂપાળી—મનોહારી મધુરી મુરત પ્યારી
મુરત પ્યારી (૨)
યૌવનના ઘેનમા આ નયનો ઘેરાણા
વિયોગે વ્હાલમના મારા દિલડા દુભાણા
આવોને લ્હેરી લાલા ઝુરે એકેલી બાળા
મારા મોહન મતવાલા સુદર સુખકારી ..મુરત પ્યારી૦

—૧૦—

રૂપાળી રૂડો—રે વાહ વાહ વરણાગીયા સરદાર
રસીલી રેલાવો રસધાર
આનદે હરશુ ફરશુ શામા રસીકે રમશુ
પ્રીતિનાં પાન કરશુ
ભુલાવ્યુ ભાન સાન ધ્યાન રે૦
જીગરને ઘાયલ કીધુ
દીલડુ આ લુંટી લીધુ
કપટી તેં કામણ કીધુ
કરી મેં જાન કુરબાન .. .. રે૦

—૧૧—

ચદ્રપ્રભા સખીઓ—

ચાલ અલી ચતુરા ચપલે, વામા વ્હાલ દિલ ધાર વિમલે
વધાવવાને વ્હાલમને વ્હાલ ધરી શ્યામા સ્નેહી સુસંગે
કામ જવાળે બળતી હુ મદન મદિરે
પુરશો પોપટ પ્રેમી પ્રણય પિંજરે

છેક છોડો શુ શરમ સખીરી ઉલ્લાસમા
શાણી શાને ચીડાય વાણીના વિલાસમા
મદન અગન શાત થશે ભોગી ભ્રમર ભેટલા
ગખો કઇ દિલ શરમને ચાલ૦

—૧૨—

ચદ્રપ્રભા સખીઓ—

સખી પ્રિયજન પાસે શરમાતી શુ પ્રિયકર પ્રેમ પ્રસગે
અલી વાટ જુએ તુજ મનહર મોહન જઇને ભેટ ઉમગે
પ્રેમ પુષ્પની છાબ ભરીને વધાવજે અલબેલી
આલિગન દઇ અધર સુધા તુ પીવાડજે રસઘેલી
લલના ભુષણ છે લજ્જા છોડો સર્વે ચાળા
માન મુકીને માન મધુરી રસીક રસભર બાળા સખી૦

—૧૩—

ચદ્રપ્રભા સુરેન્દ્ર—

સ્નેહી શીરતાજ રગભીના રસરાજ સ્નેહલ સન્માન આ સ્વીકારજો
મદભર મુગ્ધાના કરી પુર્ણ અભિલાષ
દેવ આ દીન કિંકરી ઉધ્ધારજો
અતર અભિરામ એક સુદરી સુજાણ છે
પ્રેમી પ્રમદાના પ્રાણ જીવન આરામ છે
શ્યામા સુભાગી નાર જીવનની લ્હાણ છે
હર્ષ ઘેલા હૈયા હરખાવજો
આગણા અમારા દિપાવજો . સ્નેહી૦

## અંક પહેલો સમાપ્ત.

## -અંક બીજો.-

—૧૪—

સુરેન્દ્ર—છાયા ચડતી પડતીની
નિશદિન ફરતી એ બદલાતી
ગહનગતિ આ કર્મની    છાયા૦
ભાગ્ય ભયંકર ભાસે મારૂ
દારૂણ દુઃખે ધીરજ ધારૂ
સહાય કરો શ્રીહરિ    છાયા૦

—૧૫—

સુરેન્દ્ર—સંસારના સજ્જન જન, પરમાર્થે પ્રાણ અર્પે
શીરે પડે જો સંકટ શાંતિથી તે સહે છે
નિજ કર્મને વિચારી
છે મહાની વિભુતિ પરોપકાર વૃત્તિ
જગ પુર્ણ યશ દાયી
સંસારને સુધારે દુખીયા જીવો ઉધ્ધારે
આદર્શ વીરલા એ—

—૧૬—

રૂદો—કરી મે "ભુલ એકજ" આ થયો હુ "ભોગ હું ભુલનો"
ફસાયો "જાળ સોનેરી" કરી શીકાર "બુલબુલનો"
ગુમાવી નોકરી બેઠો હુ માશુકની મહોબતમા
ધરૂં "સંન્યાસ સાચો" સ્નેહનો હુ "ભાગ્યોદય" માટે
થવુ દિલગીર "એમાં શું" છે "રમત રાજ"ની જાણો
ભુલ્યા ત્યાથી પુન ગણવું થઇને "સત્યનો સાથી"

—૧૭—

રૂપાળી-રૂડો—

મીજલસ કરશુ મઝા ઉડાવશુ પૈસા પડાવશુ
હો વ્હાલી પૈસા પડાવશુ
બગીમા બેસી હુવાબ દરની સહેલગાહે જઇશુ
હો વ્હાલી સહેલગાહે જઈશુ મીજલસ૦
ના, ના,
ત્યારે ?
ચડુ હલવાઇના પુરી પકોડા રસગુલ્લા ખાશુ
હો વ્હાલા સાથે લઇ જાશુ
પોક મૂકીને રોજે રોયા થાપ આપી જઇશું
હો વ્હાલી સહેલગાહે જઇશું
હવેલી લેતા ગુજરાત ખોઇ એવી થઈ છે, વાત
ક્યામાડીથી ડેન્સોહોલ જઇ, નેપીયર રોડ રહીશુ રાત
મીજલસ૦

(૧૮)

દક્ષમૂર્તિ—કરે કા ગર્વ સત્તાનો સદા સત્તા નહિ ટકશે
જે સત્તા આજછે તા'રી તે કાલે અન્યને મળશે
હતા જો હુકમી હાકેમ જાલીમ દેશના સુબા
રહ્યું ના નામ કે નિશાન પછી અભિમાન શામાટે
પ્રભુનો સખ ડર દિલમા થયો શુ અંધ સત્તામાં
ગરીબનાં કષ્ટ કાપીશ તો પ્રભુતા પુર્ણ સાંપડશે

—૨૦—

સુરેન્દ્ર—હે ભવાની સહાય કર શત્રુ સકળ સંહારવા
પીતૃ ઘાતક પાપીનો તું પ્રાણુ હરજે પલકમા
ઉદ્ધારવાને માતૃ ભૂમિ દંડ દેવા દુષ્ટને . . હે૦

—૨૧—

રૂડો—સંસારમાં ના સાર છે સંસાર અસાર જણાય છે
આશકો નિજ માશુકોની મહોબતે મરી જાય છે
ચકુમ ગણી ચાલી ગઈ ચતુરા તને ધીટકાર છે
અલખ જગાવુ સાધુ થઇ સમજી જવામા સાર છે.

# અંક ત્રીજો.

—૨૨—

રૂડો—અબમે પ્રેમ સ્મરણ કરતા હુ
મુખસેં જપ માલા જપકે
રામ મુખપે છુરી બગલમે, રખકે ભગત બના
ચેલાકો મીલજાયે અયસા મુફત ખીલાયે મલીદા મુખસે૦
ભોગ કીયા ખુબ જોગ લીયા અબ, રમતારામ બનાં
માયા છોડકે મંહત બના હમ માશુકપે મરચુકા .મુખસે૦

—૨૩—

ચંદ્રપ્રભા સુરેન્દ્ર—હા પ્રાણુ પ્યારા રસીક રાજ મારા
સગાળો દીનહારા
શાણી ત્હારી છે મૂર્તિ મનહારી
પ્રિયે પ્રણય કુંજની તું વિહારી

તીરછી આ નેન કટારી
કાન્તે તુ કામણગારી
શશિ વદની સુખ કરણી
માનુની મૃગનયની હા૦
શાને શરમાવો શ્યામ મધુરા વચન બોલી
મદભર આ મન મુંઝાય હેતે હૈયું છલકાય
કંઈક થાય ના સમજાય
મન કરે મળવા . હા૦

—૨૪—

શાંતિથી સુખ પામ્યા દુઃખ ધૈર્યથી ઉઠાવ્યા
મુરખા મમત મન શુ કરે,
મનનો "મનસ્વી" થઈ ફરે
ન્યાયી છે ઇશ્વર વિશ્વમા, આ વિશ્વમા (૨) શાંતિથી૦



વિષમ્ વિશ્વની વિચિત્ર વાટિકાના ભિન્ન ભિન્ન
રંગોનું તાદ્રશ્ય ચિત્ર
બતાવતો અને મનુષ્ય જીવનમા મહત્વાકાક્ષાનો સાક્ષાત્ક
કરાવતો સર્વ રસ ઓતપ્રોત રા "મનસ્વી" પ્રાતીજ
વાલાની લેખિનીથી લખાયેલો સસારિક નૈતિક,

# શામાટે?

નામક નાટ્ય પ્રયોગ શ્રી સરસ્વતિ વિજય સગીત સભા
તરફથી ટુક સમયમા બહાર પડશે

---

## અમારો નવીન નાટ્ય પ્રયોગ

રા. જોષી અબાશંકર મોરારજીના હાથથી
લખાયેલ

# ભદ્રાકુમારી

કે જે ત્રણ વર્ષની પુરી તાલીમે તૈયાર કરેલ છે તે ટુક
સમયમા બહાર પાડવામા આવશે

શ્રી સ. વિ. સં. સભા

---

તરુણ-સાગર પ્રેસમા ગિરિજાશકર બી ત્રિવેદીએ છાપી
કેમ્પબેલ સ્ટ્રીટ,–કરાચી